# કાઠિયાવાડનું વડનગર

લેખક અને પ્રકાશકઃ

રા. રા. માનશંકર પીતાંબર મહેતા

ભાવનગર

કિમ્મત ૦-૪-૦

# કાઠિયાવાડનું વડનગર

લેખક અને પ્રકાશકઃ

રા. રા. માનશંકર પીતાંબર મહેતા

ભાવનગર

કિંમત ૦-૪-૦

# નિવેદન

છેલ્લાં બે વરસોમાં જ્યોતિર્મહેલ જગજીવન નિર્ભયરામ બધેકાએ, નરસિંહ મહેતાના એક શિષ્ય, ઉંચડીના ચારણ કવિ મીઠાના, નરસિંહ મહેતાના જીવનપ્રસંગો સંબંધમા રચેલા ઘણા કાવ્યો, જે માર્ગી વગેરે સાધુ સંતો અને ભજનકારોની મંડળી પાસેથી સાંભળીને કે તેઓના સંગ્રહમાંથી ઉતારી લઇને અમારા ઉપર મોકલી આપ્યા હતા, તેમાં કુંવરબાઇના મોશાળામાં વડનગરનું નામ આપેલું હતું. પણ તેનું વર્ણન વીસાવદર ગામને સંપૂર્ણ મળતું જણાયું. તે ઉપરથી અમે "નાગરોત્પત્તિ"ના સુપ્રસિદ્ધ લેખક અને મીઠાના કાવ્યોના ખરાપણા વિશે ખાત્રી કરનાર રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતાને પૂછાવ્યું કે, આ હકિકતમાં સચ્ચાઇ કેટલી અને કેવી છે તે તમે જણાવી શકતા હો તે કૃપા કરીને જણાવશો. તે ઉપરથી તેમણે વડનગરનો ઇતિહાસ સંપૂર્ણ વિચારી જોયો, અને તેના પરિણામરૂપે "કાઠિયાવાડનું વડનગર" એ નામનો ઐતિહાસિક શોધખોળ અને ચર્ચાવાળો લેખ મળ્યો. સં. ૧૯૮૮ ના દીવાળીના અંક માટે મજકુર લેખ લાંબો જણાતાં તેમાં ન છાપતાં તા૦ ૬-૧૧-૩૨ ના "ગુજરાતી" પત્રના અંકમાં છાપવા માંડયો, અને તે પછી તા૦ ૧૩-૧૧-૩૨, ૨૭-૧૧-૩૨, ૧૧-૧૨-૩૨, ૧૮-૧૨-૩૨, ૧-૧-૩૩ એમ બધા મળીને ૬ અંકોમા છપાયો છે. વિષયનું મહત્ત્વ લાગવાથી રા. રા. માનશંકરભાઇએ તેની થોડી નકલો પ્રચારકાર્ય માટે છપાવી, અને વિદ્વાનો આગળ અભિપ્રાય માટે રજુ કર્યો છે. આ વિષયમાં સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે ઇ. સ. ૧૮૯૩ મા છપાવેલાં પોતાના સ્ટોકહોમની ઓરિયેન્ટલ કાન્ફરન્સ (ઇ. સ. ૧૮૮૯)માં આપેલા ભાષણોવાળા પુસ્તકમા ચર્ચા સારી કરી છે, પણ રા. રા. માનશંકરભાઇએ તે ઉપર વધારે સારો વિચાર નવાં સાધનોથી કર્યો છે. નરસિંહ મહેતાના જીવન સંબંધી ચોક્કસ હકિકતો આપણને જે નથી મળતી તે મીઠા કવિનાં કાવ્યો ઉપરથી મળી શકે છે, અને તે અકસ્માત એક ચર્ચા કરવાથી પ્રાપ્ત થઇ છે, એટલું ગુજરાતી સાહિત્યનું સૌભાગ્ય હું સમજું છું. જુનાં કાવ્યો જેમ જેમ હાથ આવતાં જાય છે તેમ તેમ જણાય છે કે નરસિંહ મહેતાનું શિષ્યમંડળ પણ ઘણું મોટું હતું. તેમા પુરૂષ અને સ્ત્રી કવિઓ પણ છે, એમ જણાય છે. તેમા મીઠો અને હરિદાસ ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ મહત્ત્વના છે; તે તેમનાં કાવ્યો પ્રકટ થયે ગુજરાતી સાહિત્યકારોને સમજાશે. અત્યાર સુધીમાં ગુજરાતી સાહિત્ય અને કવિઓ વિષે ચર્ચા કરનારાઓએ નરસિંહ મહેતાના સમયની રાજકીયાદિ કાઠિયાવાડની પરિસ્થિતિ વિષે, અને કુંવરબાઇ, શામળશાહના સાસરાના સ્થળો વિષે જોઇએ તેવી ચર્ચા કરી નથી. તેથી વડનગરના સ્થાન વિષેની ચર્ચા અગત્યની છે. આ સર્વ સ્થળો અને રાજકીય પરિસ્થિતિ વિષે મીઠાનાં કાવ્યોમાંથી ઘણું જાણવાનું મળે છે. એટલા માટે આ લઘુ લેખનું મુદ્રણ વ્યર્થ નહિ સમજવામાં આવે, અને આ દિશામાં વધુ પ્રયત્ન કરવા માટે પ્રેરક બનશે એવી આશા છે.

સં. ૧૯૮૯ વસંત પંચમી, મુંબઇ. — નટવરલાલ ઇચ્છારામ દેસાઇ

# કાઠિયાવાડનું વડનગર

(લેખક—રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા)

### વિષય સૂચી



### ૧ મીઠા કવિનાં કાવ્યો

વિક્રમના સોળમા સૈકામાં થઈ ગયેલ મીઠા કવિનાં કેટલાંક કાવ્યો જ્યોતિર્વિદ્, પ્રાચીનસાહિત્યપ્રેમી, સ્નેહી **શ્રી જગજીવન નિર્ભયરામ** બધેકાને પ્રાપ્ત થયાં છે. તેમાંનાં કેટલાંક છૂટક પદો 'ગુજરાતી' પત્રના સં. ૧૯૮૭ ના દિવાળીના અંકમાં પ્રસિદ્ધ થયાં છે. ત્યારપછી તે વિષે વિશેષ માહિતી આપવાના ઉદ્દેશથી તંત્રીશ્રીએ વખતોવખત નિવેદનો પ્રકટ કર્યાં છે.* તે ઉપરથી જણાય છે કે—ભક્ત કવિરાજ નૃસિંહ મહેતાના સમકાલીન શિષ્યોનાં ઘણાં સુંદર કાવ્યો અદ્યાવધિ કાઠિયાવાડના માર્ગી વૈષ્ણવ ભક્તોનાં મંડળોમાં સંતાઈ રહ્યાં હતાં, તે હવે બહાર આવતાં જાય છે. તેવાં કાવ્યોનો મોટો ભાગ પ્રસિદ્ધ થયા પછી, તે વિષે ચોક્કસ અભિપ્રાય આપી શકાય. પરંતુ મીઠા કવિએ 'કુંવરબાઇનો વિવાહ' અને 'કુંવરબાઇનું મોસાળું'—એ નામનાં બે કાવ્યો રચ્યાં છે. તે બન્ને કાવ્યો સંપૂર્ણ પ્રાપ્ત થયાં છે. 'શામળદાસનો વિવાહ' એ નામનું તેનું કાવ્ય હજુ પૂરું મળ્યું નથી. પરંતુ તે ત્રણે કાવ્યોમાં તેણે કહ્યું છે કે—નૃસિંહ મહેતાની બહેન વિજયકુંવર, પુત્રી કુંવરબાઇ, તેમજ પુત્ર શામળદાસનાં લગ્નો વડનગરમાં થયાં હતાં.

### ૨ તે વડનગર કયાં આવ્યું હતું ?

મીઠા કવિએ તે વડનગર કયાં આવ્યું હતું, તેની માહિતી આપી નથી; છતાં

---

* જુઓ, તા૦ ૨૧-૨-૧૯૩૨, તા૦ ૧૫-૫-૧૯૩૨, તા૦ ૧૯ તથા ૨૬-૬-૧૯૩૨ ના "ગુજરાતી" પત્રના અંકો.

તે વિષે મુદ્દાની ત્રણ બાબતોના ઉલ્લેખો કર્યા છે.

૧ મોસાળું કરવા મહેતા જુનાગઢથી પ્રાતઃકાળમાં વિદાય થાય છે અને વડનગરમાં મધ્યાહ્ને પહોંચે છે.

૨ તેનો દરબાર હરસુર નામનો હતો.

૩ તેને પાદર 'પયોપત્રી' નદી હતી.

કાઠિયાવાડ સર્વસંગ્રહ(પૃ. ૫૮૪)માં વર્તમાન વિસાવદર ગામ વિષે હકીકત આપી છે. તેમાં લખવામાં આવ્યું છે કે—

૧ જુનાગઢથી ૨૫ માઈલ દૂર તે ગામ આવ્યું છે. અર્થાત્ સારા—બળદની ગાડીમાં જૂનાગઢથી પ્રાતઃકાળમાં વિદાય થતાં મધ્યાહ્ને પહોંચી શકાય, તેટલું તે બે ગામો વચ્ચે અંતર છે.

૨ તે પહેલાં હરસુરકા કાઠિઓનું મથક હતું.

૩ તેને પાદર પોપટરી નદી આવી છે, જે પયોપત્રીનો બરાબર અપભ્રંશ છે.

હવે સ્વપક્ષે જેમ તે ત્રણ હકીકતો મીઠા કથિત હકીકત સાથે સંગત થાય છે, તેમ વિપક્ષે નીચે પ્રમાણે આપત્તિઓ પ્રાપ્ત થાય છે:

૧ તે વિસાવદરનું નામ કોઈ પણ સમયે વડનગર હતું, તેવો પુરાવો પ્રાપ્ત થતો નથી.

૨ હાલમાં કોડીનાર પાસે વડનગર નામનું એક નાનું ગામડું છે; અમરેલીના મજમુદાર નાગરો તેનો ગ્રાસ ૯૦ વર્ષોથી ખાય છે.

વિપક્ષની એ બે આપત્તિઓ એટલી બધી પ્રબળ છે કે તેનો પરિહાર કરવો દુષ્કર છે.

## ૩ કોડીનાર પાસેનું વડનગર

કોડીનાર ગામ કાઠિયાવાડમાં જૂનાગઢની દક્ષિણે અરબી સમુદ્રના કિનારા પર આવેલ છે. તેની ઉત્તરે બે ત્રણ માઇલ દૂર વર્તમાન વડનગર નામનું ગામ આવેલું છે. તે વિષે અમરેલીના મજમુદાર રા. રા. શ્રી વિનોદરાય જયસુખરાયભાઈ પોતાના તા૦ ૧૧—૪—૩૨ ના પત્રમાં લખે છે કે—

"તે વડનગરમાં અમારી ઇનામી જમીન છે. તે ગામ કોડીનારથી ઉત્તરે બે ત્રણ માઇલ, ઉનાથી વાયવ્યમાં ૨૪ માઇલ, પ્રભાસ પાટણથી અગ્નિ ખૂણામાં ૨૦ માઇલ અને જૂનાગઢથી દક્ષિણે ૬૫ માઇલ દૂર છે. તે ગામ પશ્ચિમે માઇલ દોઢ માઇલ વિસ્તારવાળું હોય તો તેને પાદર શીંગવડી ("=સાંગાવાડી) નદી આવે. હાલમાં તે ગામમાં તો કોઈ રજપુતો વસતા નથી; પરંતુ આ સપાસના પ્રદેશમાં વસે છે. તેઓમાં હરસુર, સામંત વગેરે નામો હોવાનો સંભવ છે. ઇત્યાદિ."

તેઓએ 'ગુજરાતી' પત્રના તંત્રીશ્રી ઉપર તે વિષે એક પત્ર લખી મોકલ્યો હતો. તે તા૦ ૨૧—૧—૩૧ ના "ગુજરાતી"ના અંકમાં છપાયો છે. તેમાં તેઓ લખે છે કે:—

"જેમ કુંવરબાઇનું સાસરું ઉને હતું, તેમ શામળદાસનું સાસરું તેજ સોરઠ પ્રદેશમાં કોડીનાર પાસે આવેલા વડનગર ગામે હતું. વડનગરમાં અમો આજ દિન સુધી જમીન ખાઇએ છીએ. તેની એક સનદ અમારી પાસે સંવત ૧૮૯૮ ની સાલની મરાઠી ભાષામાં છે."

એ સનદ ઉપરથી જણાય છે કે—એ સનદ 'પર્વત પચીશી'ના કર્તા ત્રિકમદાસનું ચરિત્ર લખનાર તેઓના પૌત્રો રઘુનાથરાય તથા વ્રજદાસના નામની છે. અને સનદમાં ચારસેં વીઘાં જમીન મજમુદારના કુટુંબના મૂળ પુરૂષોને ઇનામમાં આપી છે. રા. રા. શ્રી વિનોદરાય ભાઇ પોતાના તે પત્રમાં વિશેષ લખે છે કે—

"સાક્ષર શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવે ગુજરાતની નવી દેશીય ભાષાઓ" Neo-

Vernaculars of Gujarat—એ નામનો નિબંધ લખ્યો છે. તેમાં પણ તેઓએ તે વાતને ટેકો આપ્યો છે."

### ૪ નૃસિંહ મહેતાના સમયમાં તે વડનગરની સ્થિતિ

મીઠા કવિએ 'કુંવરબાઇના વિવાહ,' 'શામળદાસનો વિવાહ' અને 'કુંવરબાઇનું મોસાળું' એ ત્રણે કાવ્યોમાં પ્રસંગવશાત્ વડનગરનું વર્ણન કર્યું છે. ઇ.સ.ના ૧૫મા સૈકામાં ત્યાં નાગરોની સારી વસ્તિ હતી. રાજાના તેઓ આશ્રિત હતા. કુંવરબાઇના સસરા શ્રીરંગ મહેતા, શામળદાસના સસરા મદનમેહેતા તથા નૃસિંહ મેહેતાના બનેવી કેશવ મહેતા રાજ્યના મોટા અધિકારીઓ હતા; એટલુંજ નહિ પણ તે ત્રણે ગૃહસ્થો ધર્મશાસ્ત્ર અને દર્શનશાસ્ત્રમાં બહુ નિષ્ણાત હતા. ખુદ દરસુર દરબાર પણ સાહિત્ય રસિક અને ધર્મશાસ્ત્રનો અભ્યાસી હતો. નાગરો બહુ વૈભવી અને નાગર સ્ત્રીઓ બહુ રૂપવતી હતી. આખું નગર સમૃદ્ધિશાલી હતું. હાલમાં તો તે નગર તદ્દન નષ્ટ થયેલું જણાય છે અને તેને સ્થળે એક ક્ષુદ્રક ગામડું આવેલું છે.

### ૫ તે વડનગરનું પ્રથમ નામ આનંદનગર હતું

આવું આબાદ નગર ક્યારે નષ્ટ થયું? તેમજ કોણે નષ્ટ કર્યું? એ જાણવાને કંઇ સાધન નથી. પરંતુ તેજ વડનગરને સ્થળે પ્રથમ આનંદનગર નામનું એક નગર હશે, તેવો લેખિક પુરાવો મળી શકે છે. ભાવનગર લેખસંગ્રહ (Bhavnagar Inscriptions, pp. 184–5) માં આનંદનગરનો એક ખંડિત લેખ આપ્યો છે. તે લેખોના સંપાદકશ્રી તે વિષે આરંભમાં લખે છે કે—

"જૂનાગઢના સુપ્રસિદ્ધ નાગર ગૃહસ્થ-સ્વ. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદે ભૂતનાથ મહાદેવનું મંદિર બંધાવ્યું છે, તેમાં તે શિલાલેખ હાલમાં રાખવામાં આવ્યો છે. પરંતુ તે લેખમાં બે મંદિરો બાંધવાનું અને તેને એક ગામ ધવલની સ્ત્રીએ દાનમાં આપવાનું લખ્યું છે; ધવલ આગલા લેખમાં કહેલ કુમારપાળ રાજાનો મંત્રી યશોધવલ કદાચ હશે. પ્રસ્તુત લેખનો મધ્ય ભાગ ઘણો ઘસાઇ જવાથી તે ઉપરના અક્ષરો ઉડી ગયા છે. આખા લેખમાં એકંદર ૩૪ પંક્તિઓ દેવનાગરી લિપિમાં લખાયેલ છે. લેખની લખ્યા સાલ વલભી સંવત્ ૮૫૦, સિંહ સંવત ૬૦ની છે. તે સાલ ઇ. સ. ૧૧૬૯ (વિ. સં. ૧૨૨૫)ની બરોબર થાય છે."

એ રીતે આખો લેખ ખંડિત થઇ ગયા છતાં તેમાંથી ઉપયોગમાં આવી શકે, તેટલો ભાગ અત્ર ઉધ્ધૃત કરવામાં આવે છે.

### ૬ લેખમાંથી ઉતારો

આનંદનગરનો વલભી સંવત્ ૮૫૦, સિંહ સંવત્ ૬૦, વિક્રમ સં. ૧૨૨૫, ઇ. સ. ૧૧૬૯ ના લેખમાંથી ઉપયોગી ભાગનો ઉલ્લેખ:

प्राक् श्रीमत्यणहिल्लपाटकपुरे, श्रीमूलराजःप्रभुः
चौलुक्योदय कृद्‌बभूव नृपतिश्चामू(ण्ड)... ॥
.........द्वौ नरपती, भीमोनु भूमिपतिः ।
कर्णोस्माज्जयसिंहदेवनृपतिः,......॥२॥
(तस्मा) दस्य कुमारपालनृपतिः,
प्रत्यक्षलक्ष्मीपतिः ।
....... ... ... ... ... ... ... ... ... ॥
...(ऽ) मुनात्र देवनगरे, श्रीकीर्तिवासध्वजः
... ... ... ... ... ... ... ... ... ... ॥३॥
वात्र्यामेवं विधेकाले शिवालय वि... ॥
... ... ... ... ... ... ... ... ... ... ॥४॥
श्रीमदानंदनगरे... ... ... ... ... ... ।
य... ... ... ... ... ...विपश्चितां ॥ ५ ॥
शुचित्वं भट्टपुत्रत्वं येन प्रास्तु... ... ...

... ... ... ... ...(ध) लभीपतेः ॥ ६ ॥
तस्या (स्मात्) सोमदेवोभूत् पुत्रदेव ... ।
... ... ... ... ... ... ... ... ... ॥ ९ ॥
प्रागस्मिन्नणहिल्लपाटकपुरे, धारापुरी सुंदरे ।
... ... ... ... ... ... ... ... ... ... ... ॥
...जारविभूदमात्यधवलः प्रख्यातमेधातिथिः
... ... ... ... ... ... ... ... ... ॥ १४ ॥
द्वेपत्न्ये प्रबभूवतुः प्रियतमे प्रापा... ... ।
... ... ... ... ... ... ... ... ॥ १६ ॥
निर्माय... ... ... ... ... ... ... ... ।
... ... ... ...नंदनः स्वयमर्पिते ॥ २० ॥
... ... ... ... ... । ... ... ... ... ... ...
...(बु)र्गलाग्रामं देवयोरनयोरदात ॥२१॥

× × × ×

वलभी संवत् ८५०,श्रीसिंह संवत् ६० वर्षे सूत्र.
बालादित्यसुत कीकाकेनोत्कीर्णां ॥
(Bhavnagar Inscriptions,
pp. 184–5)

### ૭ ઉપલા લેખનો ભાવાર્થ

પહેલો શ્લોક મંગલાચરણનો હોવાથી અહીં આપ્યો નથી.

શ્લોક ૨–૩ = પૂર્વે અણહિલવાડ પાટણમાં ચૌલુક્ય વંશનો ઉદય કરનાર મૂળરાજ નામનો રાજા થયો. તેનો પુત્ર ચામુંડ,* તેનો ભીમ, તેનો કર્ણ, તેનો સિદ્ધરાજ જયસિંહ અને તેનો પુત્ર કુમારપાલ થયો. તે કુમારપાલ પ્રત્યક્ષ લક્ષ્મીપતિ હતો.

ત્રીજા અને ચોથા શ્લોકોનો મોટો ભાગ ઘસાઇ ગયો છે. જે શબ્દો વંચાઇ શકે છે, તે ઉપરથી એટલું સમજી શકાય છે કે–તે કુમારપાલ રાજાએ દેવનગર(પ્રભાસ પાટણ)માં તે સમયે શિવાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો,

શ્લોક ૫–૬ માં આનંદનગર (વડનગર) ના નિવાસી કોઇ પુરૂષની હકીકત લખી હોય, તેમ સમજાય છે. સાર એ છે કે–આનંદનગરમાં બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એક પુરૂષ થઇ ગયો, તેના વંશે વલભીપતિ એટલે વલભીપુરના રાજાની કૃપાથી શુચિત્વ અને ભટ્ટપુત્રત્વ પ્રાપ્ત કર્યું હતું.

શ્લોક ૯–૧૫ નો સાર નીચે પ્રમાણે જણાય છેઃ તે આનંદનગરના પુરૂષોનો પુત્ર સોમદેવ નામનો થયો. સોમદેવનો પુત્ર અણહિલવાડ પાટણના રાજાનો અમાત્ય ધવલ નામનો હતો. તે ધવલને બે પુત્રો હતા.

૨૦ મા શ્લોકમાં રક્ષિત શબ્દો ઉપરથી સમજાય છે કે–તે બે ભાઇઓએ દેવમંદિરો બંધાવી, બે મૂર્તિઓ અર્પણ કરી.

૨૧ મા શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે–તે બે દેવોના પૂજનઅર્ચનના ખર્ચ માટે તેણે (ધવલે ?) બુર્ગલા (વર્તમાન બડુલા) ગામ આપ્યું.

છેવટની પંક્તિમાં લખેલ ગદ્ય ભાગનો અર્થ એ છે કે–વલભી સં. ૮૫૦ તથા સિંહ સં. ૬૦ માં સલાટ આલાદિત્યના પુત્ર કીકાએ આ લેખ કોતર્યો. (તે પહેલા ૨૫ તથા ૨૬ મા શ્લોકોમાં "श्रीमद्विक्रमसंवदंतर" તથા "शक्रतो" એ શબ્દો વંચાય છે. પરંતુ તે પછીનો ભાગ ઘસાઇ ગયો છે, તેથી તે શ્લોકો ઉપયોગના રહ્યા નથી.)

### ૮ કોડીનાર પાસેનું વડનગર આનંદનગર શા માટે ?

કારણો નીચે પ્રમાણેઃ–

૧ ગુજરાતના વડનગરનું નામ આનંદપુર હતું; કોઇ પણ લેખમાં કે પુસ્તકમાં તેને આનંદનગર કહેવામાં આવેલ નથી.

---

*મૂળમાં ચામુંડ પછીના ચાર અક્ષરો અને ત્રીજી લીટીમાં પહેલા સાત અક્ષરો ઘસાઇ ગયા છે. તેમાં ચામુંડના પુત્ર દુર્લભરાજનું નામ હશે.

૨ ઉપર્યુલ્લિખિત ત્રીજા શ્લોકમાં દેવ નગરનું નામ આવે છે. તે દેવનગર એટલે પ્રભાસપાટણ. પ્રસ્તુત, વડનગર અથવા આનંદનગર તેની નજીક આવેલ છે. ગુજરાતના આનંદપુરને પ્રભાસપાટણ સાથે કંઇ સંબંધ ન હતો.

૩ જુનાગઢમાં ભૂતનાથ મહાદેવનું મંદિર ત્યાંના નાગર ગૃહસ્થે બંધાવ્યું છે, તેમાં આનંદનગરના શિવાલયના પ્રસ્તુત લેખની શિલા આવેલી છે.

૪ તે લેખમાં વિક્રમ સંવત્ અને શક સંવત્‌ના અંકો ઘસાઇ ગયા છે. પરન્તુ વલભી સંવત્‌ની સાથે સિંહ સંવત્ આપેલ છે. તે અર્થસૂચક છે.

૫ શિવાલયને દાનમાં આપેલ ગામનુ નામ બુર્મલા છે, તે ગામ પ્રસ્તુત વડનગરની નજીક આવેલ છે.

૬ ચોદમા શ્લોકમાં અમાત્ય ધવલનું નામ આવેલ છે. સંપાદક સૂચવે છે, તેમ તે ધવલ અને યશોધવલ એક ન હતા, પણ જૂદા જૂદા હતા.

ઉપરનાં કારણોથી કોડીનાર પાસેના ગામ વડનગરનું નામ આનંદનગર હતું; એમ સબળ અનુમાન થઇ શકે છે.

## ૯ વિશેષ વિવેચન

ગુજરાતના વડનગરનાં પ્રથમ નામો, આનંદપુર, આનર્તપુર, તથા નગર હતાં. એમ પ્રાચીન લેખોથી સિદ્ધ થાય છે. વ. સં. ૨૦૭, ઇ. સ. ૫૨૬, વિં. સં. ૫૮૨ થી વ. સં. ૪૪૭, ઇ. સ. ૭૬૬, વિ. સં. ૮૨૨ સુધીના વલભીપુરના રાજાઓએ કરી આપેલાં આઠ દાનપત્રો મળી આવ્યાં છે; તેમાં આનંદપુર તથા આનર્તપુર નામો જોવામાં આવે છે.*

ત્યાર પછી વિ. સં. ૧૨૦૨, ઇ. સ. ૧૧૫૨ ના વડનગરની પ્રશસ્તિના લેખથી વિ. સં. ૧૪૬૭, ઇ. સ. ૧૩૮૧ ના કોડીનાર પાસે ધામળેજ ગામના લેખ સુધી પાંચ લેખો પ્રાપ્ત થયા છે, તેમાં નગર, તથા આનંદપુર નામો જોવામાં આવે છે.*

(૧) વડનગરનું પ્રથમ નામ તો વિ. સં. ૧૪૯૭, ઈ. સ. ૧૪૪૧માં થઇ ગયેલ જૈનાચાર્ય મેરૂકીર્તિએ રચેલ જૈન શાશ્વત તીર્થમાલાના ગ્રંથમાંથી ઉપલબ્ધ થાય છે.† ત્યાર પછી વિ. સં. ૧૫૨૩, ઇ. સ. ૧૪૬૭ ના જૂનાગઢના રેવતી કુંડના લેખમાં‡ તેમજ વિ. સં. ૧૫૭૫, ઈ. સ. ૧૫૧૯માં વડનગરના નાગર બ્રાહ્મણ અચલ દ્વિવેદીએ રચેલ નિર્ણય દીપક નામના ગ્રંથમાં પણ માત્ર વૃદ્ધનગર (વડનગર) નામ લખ્યું છે.+

**આ ઉપરથી સિદ્ધ થાય છે કે**—ગુજરાતના વડનગરનું આનંદપુર નામ ઇ. સ. ના ૧૪ મા સૈકા સુધી પ્રચલિત હતું. ઇ. સ. ના ૧૫ સૈકાથી તેનું નામ 'વડનગર' પ્રસિદ્ધિમાં આવ્યું.

કાઠિયાવાડના વડનગરના નિવાસીઓ પણ ગુજરાતના વડનગરના નિવાસીઓને અનુસર્યા હોય, એમ જણાય છે. પ્રસ્તુત લેખમાં એટલે ઇ. સ. ના ૧૨ મા સૈકામાં તેનું નામ આનંદનગર લખાયું છે, નૃસિંહ મહેતાના સમયમાં એટલે ઈ. સ. ના પંદરમા સૈકામાં તેનું નામ વડનગર તરીકે પ્રચલિત થયું હતું.

એટલુંજ નહિ પણ ગુજરાતના આનંદપુરથી જુદું ઓળખાઇ શકે, તેવા હેતુથી તેના નિવાસીઓએ તેનું નામ આનંદપુરને બદલે આનંદનગર રાખ્યું હશે.

(૨) ઉપર્યુલ્લિખિત લેખના ત્રીજા શ્લોકમાં લખ્યું છે કે—તેજ સમયાન્તરમાં ગુજ

---

* નાગરોત્પત્તિ પૃ. ૯૬–૯૭;

* તેજ પૃ, ૯૮–૧૦૧. † તેજ પૃ. ૮૨, પાદ ટિપ્પણ ૧. ‡ તેજ પૃ. ૧૦૨.
+ નિર્ણય દીપક, અચલ દ્વિવેદી કૃત પૃ. ૪

રાતના રાજા કુમારપાલે દેવનગરનું શિવાલય સમરાવ્યું. તે દેવનગર કયું ?

પ્રભાસ પાટણના મોટા દરવાજાના સં. ૧૨૭૩, ઇ. સ. ૧૨૧૭ નો લેખ ભાવનગર લેખ સંગ્રહ (પૃ. ૧૯૫–૨૦૪) માં છપાયો છે; તેના શ્લોક ૪૨ માં પ્રભાસપાટણનું નામ દેવપત્તન અને શ્લોક ૪૫ માં હરનગર લખ્યું છે. તેજ ગ્રંથ (પૃ. ૨૨૪–૨૨૬) માં વિ. સં. ૧૩૨૦, ઇ. સ. ૧૨૬૪ નો હરસિદ્ધિ માતાના મંદિરનો લેખ પ્રકટ થયો છે. તેમાં તેનું નામ પંક્તિ આઠમાં સોમનાથ દેવપત્તન તથા પંકિત દશ–પંદર–સોળ–પચીસમાં સોમનાથ દેવનગર આપ્યું છે. ઇ. સ. ના ૧૩મા સૈકામાં જૈનાચાર્ય જયસિંહદેવસૂરિએ કુમારપાલ ચરિત્ર નામનો ગ્રંથ રચ્યો છે, તેમાં તેનું નામ દેવનગર લખ્યું છે.*

આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રભાસ પાટણનું બીજું નામ દેવનગર હતું.

ભાવનગર લેખ સંગ્રહ (પૃ. ૧૮૬–૧૯૩) માં પ્રભાસપાટણના ભદ્રકાલી માતાના મંદિરનો વલભી સંવત્ ૮૫૦ એટલે ઇ. સ. ૧૧૬૯, વિ. સં. ૧૨૨૫ નો લેખ છપાયો છે. તેમાં લખ્યું છે કે ભાવ બ્રહસ્પતિએ કુમારપાલ રાજાની આજ્ઞાથી પ્રભાસ પાટણમાં સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તેજ કારણથી આનંદનગરના લેખમાં કુમારપાલના અમાત્યે તે હકીકત નોંધી રાખી હોય તેમ જણાય છે.

(૩) જુનાગઢમાં ભૂતનાથ મહાદેવનું જુના કાલનું દેવાલય છે. આશરે સાઠ સીત્તેર વર્ષ ઉપર ત્યાંના પ્રતિષ્ઠિત નાગર ગૃહસ્થ સ્વ. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેની સઘળી વ્યવસ્થા તેઓના પુત્ર તરફથી થાય છે. નાગરોની ભૂતનાથ મહાદેવ ઉપર આજે પણ આસ્થા ઘણી છે. જુના કાળમાં પણ નાગરો તેના ભક્ત હશે. તે દેવાલયમાં પ્રસ્તુત આનંદનગરના લેખની શિલા રાખવામાં આવી છે.

પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કેઃ–ક્યારે અને કોણે તે લેખ આનંદનગરથી લાવીને ત્યાં રાખ્યો ?

ગુજરાતનું વડનગર (પ્રથમનું આનંદપુર) જુનાગઢથી આશરે ૧૭૫ માઇલ દૂર છે. કાઠિયાવાડનું કોડિનાર પાસે આવેલું વડનગર (પ્રથમનું આનંદનગર) ત્યાંથી માત્ર ૬૫ માઇલ દૂર છે. ગુજરાતના વડનગર જેટલે દૂરથી તે લેખ ત્યાં આવ્યો હોય એમ સંભવતું નથી. શા માટે સંભવતું નથી ?

જુના કાળમાં ગુજરાતના વડનગર સાથે જુનાગઢને સીધો સંબંધ નહતો. જુનાગઢના સુપ્રખ્યાત અમરજી દીવાનના પૂર્વજો પ્રથમ વડનગરથી આવીને તળાજે વસ્યા હતા; તળાજાના રાજાએ તેઓને આશ્રય આપ્યો હતો. તળાજેથી તેઓ માંગરોળ ગયા, અને માંગરોળથી અમરજી દીવાન જુનાગઢ જઇને વસ્યા હતા.*

પરંતુ હાલની જેમ નાગરો ઇસ્વીસનના બારમા તેરમા સૈકામાં પ્રભાસ પાટણ–અને તેની આસપાસના પ્રદેશમાં વસતા હતા, એમ કેટલાક શિલાલેખોથી સિદ્ધ થાય છે. વિ. સં. ૧૨૬૨ (ઇ. સ. ૧૨૦૬) ના પોરબંદર પાસે આવેલા વીસાવડા

---

* राजाराजिरथाजिराजिविजयी राजेव रेजे शुचिः ।
यो यात्रां विरचय्य देवनगरे श्री सोमनाथोक्तितः ॥ स. १, श्लो. २८.
બંગાળી વિશ્વકોષ ભાગ ૮ પૃ. ૭૩૬.

* રણછોડજી દીવાન કૃત "શિવ મહાત્મ્ય રત્નાકરાન્તર્ગત ત્રિપુરાખ્યાન, પૃ. ૮૨–૮૩.

ગામના લેખ ઉપરથી તેમ વિ. સં. ૧૨૭૨ (ઇ. સ. ૧૨૧૬) ના પાટણના મોટા કરવા જાના લેખથી જણાય છે કે–તે સમયે વીસા વડા ગામમાં અને પ્રભાસપાટણમાં નાગરો ની વસ્તિ હતી. ગુજરાતના રાજા બીજા ભીમ દેવે ગુજરાતના વડનગરના નાગર શ્રીધરને–પ્રભાસ પાટણનો અધિકારી બનાવ્યો હતો; તેણે ત્યાં એક વિષ્ણુનું અને એક શિવનું એમ બે મંદિરો બંધાવ્યાં હતાં.* તેજ પ્રમાણે પ્રભાસ પાટણની આસપાસના પ્રદેશનાં ગામોમાં નાગરો વસતા હોય, તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. તે પ્રદેશના નાગરોને જૂનાગઢ અને વંથલીના નાગરો સાથે સઘળો સામાજિક સંબંધ હતો.

મીઠા કવિના કોઈપણ કાવ્યમાં કાઠિયાવાડના વડનગરના નાશની હકીકત લખાઈ નથી. મીઠો કવિ વિ. સં. ૧૫૯૨ (ઈ. સ. ૧૫૩૬) સુધી હયાત હતો. કદાચ તેની ઉત્તરાવસ્થામાં મુસલમાનોએ તેનો નાશ કર્યો હોય તો, તે બનવા યોગ્ય છે. ગુજરાતના સુલતાન બીજા મુજફરશાહે ઈ. સ. ૧૫૩૦ (૧૫૨૯ ?) માં પ્રભાસ પાટણનું સોમનાથનું દેવાલય તોડી નાંખ્યાનું નોંધાયું છે. કદાચ તેજ પ્રસંગે તેણે આનંદ નગર (વડનગર) નો નાશ કર્યો હશે. અને ત્યાંનું શિવાલય તોડી નાંખ્યું હશે. ત્યાંના નાગરો તે સમયે ત્યાંથી નાશીને જૂનાગઢમા આવ્યા હોય, અને પ્રસ્તુત લેખની શિલા સાથે લાવીને ભૂતનાથ મહાદેવના મંદિરમાં રાખી હોય, એમ સ્પષ્ટ અનુમાન થઇ શકે છે. તેજ અરસામાં મુસલમાનોએ પ્રભાસ પાટણમાં કરેલ ભાગફોડને લીધે ત્યાંના નાગર કવિ નાનાકે બંધાવેલ સરસ્વતી મંદિરનો વિ. સ. ૧૩૨૮ (ઇ. સ. ૧૨૭૨) નો શિલા લેખ કોડિનારના કોટેશ્વર મહાદેવમાં અને નાખુદા પીરોજે બંધાવેલી મસ્જીદનો વિ. સ. ૧૩૨૦ (ઇ. સ. ૧૨૫૪) નો શિલાલેખ વેરાવળના હરસિદ્ધિ માતાના મંદિરમાં લઇ જઇ રાખવામાં આવેલ છે.*

(૪) પ્રસ્તુત લેખની છેલ્લી પંક્તિમાં વલભી સંવત્ ૮૫૦ સાથે સિંહ સંવત્ ૬૦ આપેલ છે. અદ્યાવધિ સિંહ સંવતના પ્રમાણભૂત ચાર લેખો પ્રાપ્ત થયા છે.†

(અ) કાઠિયાવાડની દક્ષિણે અરબ્બી સમુદ્રના કિનારાપર આવેલ માંગરોળની સોઢલી વાવનો લેખ, સિંહ સંવત ૩૨, વિ. સં. ૧૨૦૨ (ઈ. સ. ૧૧૪૬) નો.

(બ) ગિરનારની મૂર્તિ ઉપરનો લેખ, સિંહ સંવત ૫૮ નો.

(ક) પ્રસ્તુત આનંદનગરનો લેખ, સિંહ સંવત ૬૦ નો.

(ડ) માંગરોળ પાસે આવેલ વેરાવલમાં હરસિદ્ધિમાતાના મંદિરનો લેખ, સિંહ સંવત્ ૧૫૧, વિક્રમ સં, ૧૩૨૦ (ઈ. સ. ૧૨૬૪) નો.

(અ) પહેલો લેખ ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના અંગરક્ષક ગોહિલ સહજિગના પુત્ર સોમરાજે માંગરોલથી બાર ગાઉ દૂર આવેલ ચોરવાડ ગામની સીમમાં સહજિગેશ્વરનું મંદિર બંધાવ્યું, સંબંધીનો છે.‡

---

* નાગર ત્રિમાસિક પુ. ૪ અંક ૩ પૃ. ૫૧–૫૪ તથા Bhavnagar Inscriptions pp. 195–203.

* ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ કૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, આવૃત્તિ ચોથી, પૃ. ૧૯૫.

† સિંહ સંવત્ માટે જુઓ. Epigraphica Indica, Vol-V, Inscriptions of Northern India, Nos. 578-84.

‡ Bhavnagar Inscriptions, pp. 158–60 તથા ભાવનગર પ્રાચીન

(૩) ચોથો લેખ પ્રભાસ પાટણના પાદર માં ઇરાનના નાખુદા પિરોજે મસ્જીદ બંધાવી, તેનો છે. તે લેખ ગુજરાતના રાજા અર્જુનદેવના સમયનો છે.*

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે—સિદ્ધરાજે જુનાગઢના રાજા રા' ખેંગારને હરાવીને સોરઠ પ્રાંત ખાલસે કર્યો તે સમયે એટલે વિ. સં. ૧૧૭૦ (ઇ. સ. ૧૧૧૪) માં સોરઠ પ્રાંતના દંડનાયક સહજિગના પુત્ર મુલુકે તે સંવત્ શરૂ કર્યો હતો, અને તે અર્જુનદેવના સમય સુધી પ્રચલિત રહ્યો હતો.

સિદ્ધરાજની સાથે જુનાગઢ જીતવાને નાગરો ગયા હશે, તેઓને સહજિગના—પુત્રોએ સારી પેઠે આશ્રય આપ્યો હશે, તેઓએ કદાચ પ્રસ્તુત આનંદનગર વસાવ્યું હશે. તેમજ તેમાં શિવાલયો બંધાવી, તેના લેખમાં પોતાના આશ્રયદાતાઓને અનુસરીને સિંહસંવત્ દાખલ કર્યો હશે.

તેજ પ્રમાણે એ પણ સ્પષ્ટ થાય છે કે—પ્રસ્તુત આનંદનગર જો ગુજરાતનું આનંદપુર હોત, તો તેના લેખમાં સિંહ સંવત્ દાખલ કરવાનું કંઇ કારણ નહતું. ગુજરાતના આનંદપુરના કોઇ પણ લેખ માં સિંહ સંવત્ જોવામાં આવતો નથી.

(૫) કોડીનારથી આશરે છ માઇલ દૂર અને પ્રસ્તુત વડનગર એટલે આનંદનગરથી નવ માઇલ દૂર હાલમાં બડુલા ગામ આવ્યું છે. તે ગામનું અસલ નામ બુરગલા હતું, એમ વિ. સં. ૧૪૪૦ (ઇ. સ. ૧૩૮૭)નો એક લેખ પ્રાપ્ત થયો છે, તે ઉપરથી જણાય છે.

તે લેખમાં લખવામાં આવ્યું છે કે—"નાગર ગૃહસ્થ સોમને માધવ નામે પુત્ર હતો; માધવને ધાંધ નામનો હતો. માધવ અને ધાંધ કોઇ રાજાના મંત્રીઓ હતા. ધાંધની પુત્રી હાસુ અને જસુએ ત્યાં એક વાવ રૂા. ૫૦૦) ખર્ચીને કરાવી." છેલ્લી પંક્તિમાં લખવામાં આવ્યું છે કે—"श्रीनृप विक्रम संवत् १४४० वर्षे माघ शुद १४ बुरगला ग्रामे हांसू जासू टका ५०० वापी कारायितः" ॥*

તે બુરગલા ગામ આનંદનગરના શિવાલયના ખર્ચ માટે ધવલે દાનમાં આપ્યું હતું.

આ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે—પ્રસ્તુત આનંદનગર, તે ગુજરાતનું આનંદપુર નહતું. ગુજરાતના આનંદપુરમાં બંધાવેલા શિવાલયના ખર્ચ માટે કોડીનાર પાસે આવેલ બુરગલા ગામ આપવામાં આવે નહિ. તેમજ તે આનંદપૂર પાસે બુરગલા નામનું બીજું કોઇ પણ ગામ છે નહિ.

(૬) પ્રસ્તુત આનંદનગરના લેખના ૧૪ મા શ્લોકમાં ગુજરાતના રાજા કુમારપાલના અમાત્ય ધવલનું નામ આવે છે. તે ધવલના બે પુત્રોએ આનંદનગરમાં બે શિવાલયો બંધાવ્યાં, એમ ત્યાર પછીના શ્લોક ઉપરથી સમજી શકાય છે. ભાવનગર લેખ સંગ્રહના સંપાદકે એવું અનુમાન કર્યું છે કે—તે ધવલ અને વિક્રમ સંવત્ ૧૨૬૭ (ઈ. સ. ૧૨૧૧)ના આબુ ઉપર દેલવાડાના ગુજરાતમાં આવેલ ધોલકાના રાજા વીર ધવલના સમયના લેખમાં

---

લેખ શોધ સંગ્રહ, પૃ. ૧–૧૦, તથા Indian Antiquary Vol. XXIII, p. 1070.

* તેજ પૃષ્ટ. ૨૨૪, તથા તેજ, Vol XI p. 242.

* નાગર ત્રિમાસિક, ચૈત્ર શુદી ૧૪, સંવત્ ૧૯૬૫. પુ. ૫, અંક ૧; પૃ. ૯–૧૦; તથા ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહનું પરિશિષ્ટ. પત્ર લેખાંક ૧૫૯; પૃ. ૪૨.

પરમાર વંશના યશોધવલનું નામ આવે છે,* તે યશોધવલ એક હતા.† પરંતુ દેલવાડાના લેખમાં જે યશોધવલ વિષે લખવામાં આવ્યું છે, તે પરમાર વંશના રામદેવનો પુત્ર હતો. તેણે ગુજરાતના રાજા કુમારપાળને મદદ આપી માળવાના રાજા બલ્લાળને માર્યો હતો, એટલુંજ તે લેખમાં લખવામાં આવ્યું છે. પરંતુ ઇતર સ્વતંત્ર પ્રમાણોથી સિદ્ધ થાય છે કે તે યશોધવલ આબુના પરમાર વંશનો રાજા હતો.‡ કુમારપાળનો અમાત્ય નહોતો.‡

પ્રસ્તુત લેખનો ધવલ, કુમારપાલનો અમાત્ય હતો અને સોમદેવનો પુત્ર હતો, એમ તેજ લેખમાં સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે. અર્થાત્ ધવલ અને યશોધવલ, ઉભય વ્યક્તિઓ એક નહતી; પણ પૃથક્ પૃથક્ હતી.

કુમારપાળના સમયમાં સાબરમતી અને નર્મદા વચ્ચેના પ્રદેશ ઉપર તેમજ ધંધુકા ધોળકાના પ્રદેશ ઉપર અર્ણોરાજ નામનો તેનો માશીનો પુત્ર સામંત તરીકે રાજ્ય કરતો હતો. તે અર્ણોરાજ ગુજરાતના વાઘેલા વંશનો સ્થાપક હતો. તેના પિતાનું નામ પણ ધવલ હતું; પરંતુ તે ધવલ કુમારપાળનો અમાત્ય ન હતો. કુમારપાળે અમાત્યની પદવી તો અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદને આપી હતી.§ અર્થાત્ આનંદનગરનો અમાત્ય ધવલ અને ઉપર્યુક્ત ધવલ—ઉભય જૂદા જૂદા પુરૂષો હતા.§

* Bhavnagar Inscriptions, p. 175.

† તેજ પૃષ્ઠ ૧૮૪.

‡ ઇતિહાસ વિશારદ ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત રાજપૂતાનેકા ઇતિહાસ, જિલ્દ ૧. પૃષ્ઠ ૧૭૫–૧૭૬.

§ ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇકૃત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, આવૃત્તિ ૪, પૃ. ૨૧૪.

વેરાવલના હરસિદ્ધિમાતાના વિ. સં. ૧૩૨૦ ના લેખમાં કહેવામાં આવ્યું છે કે—"નાખુદા પિરોજે પ્રભાસપાટણના પાદરમાં જે મસ્જીદ બંધાવી હતી, તે મસ્જીદના ખર્ચના નિભાવ માટે પ્રભાસપાટણમાં આવેલ ધવલેશ્વર મહાદેવના મંદિરની માલીકીની જમીન, મકાન, હાટો તેણે વેચાતાં લીધાં અને મસ્જીદને અર્પણ કર્યાં."

કદાચ પ્રસ્તુત લેખના અમાત્ય ધવલે પ્રભાસપાટણમાં પોતાના નામથી ધવલેશ્વરનું મંદિર બંધાવ્યું હોય, એમ અનુમાન થઇ શકે છે.

### ૧૦ કાઠિયાવાડનું વડનગર એક નાના રાજ્યની રાજધાની હતી.

મીઠા કવિના કહેવા પ્રમાણે કાઠિયાવાડનું વડનગર ઇ. સ. ના પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં એક સ્વતંત્ર રાજ્યની રાજધાની હતી. તેનો રાજા હરસુર નામનો હતો. કોડીનારથી આઠ માઇલ અને આનંદનગરથી અગિયાર માઇલ દૂર આવેલ ધામળેજ ગામના વિષ્ણુગયા નામના કુંડનો એક લેખ સંવત ૧૪૩૭ (ઇ. સ. ૧૩૮૧) નો પ્રાપ્ત થયો છે. તેમાં કહેવામાં આવ્યું છે કે—"વાજા રાજા ભર્મના કાર્યભારી કર્મસિંહે તે કુંડનો જીર્ણોદ્ધાર કરાવ્યો. પ્રશસ્તિ રચનાર ભાનુનો પુત્ર વાસુદેવ આનંદપુરનો નિવાસી નાગર જ્ઞાતિનો હતો. * તેજ પ્રમાણે તે ગામની નજીકમાં આવેલ બડુલા (બુરગલા) ગામની વાવના સંવત્ ૧૪૪૦ (ઇ. સ. ૧૩૮૪) ના લેખમાં પણ લખ્યું છે કે:—"તે વાવ, મંત્રી માધવના પુત્ર મંત્રી ધાંધની પુત્રીઓએ કરાવી." બડુલા અને ધામળેજ વચ્ચે પાંચ સાત માઇલનું અંતર છે અને બન્ને લેખોની સાલોમાં માત્ર

* નાગર ત્રિમાસિક, પુસ્તક ૫ અંક ૧, ચૈત્ર સુદી ૧૪ સંવત્ ૧૯૬૫, પૃ. ૯.

ત્રણ વર્ષનું અંતર છે. તે ઉપરથી જણાય છે કે-વિ. સં. ૧૪૩૭(ઈ. સ. ૧૩૮૧)માં કર્મસિંહ, વાળા રાજા ભર્મનો મંત્રી હતો; ત્યાર પછી વિ. સં ૧૪૪૦ (ઈ. સ. ૧૩૮૪)માં તેજ રાજાનો મંત્રી ધાંધ નામનો હતો. ધાંધનો પિતા માધવ, કર્મસિંહની પહેલાં તેજ રાજાનો અથવા તેના પિતાનો મંત્રી હશે.

**પ્રશ્ન**—અત્ર પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે તે ભર્મ કયા પ્રદેશનો રાજા હતો ?

વાળા રાજા ભર્મ અથવા ભરમના સંબંધમાં ઉપરના ધામળેજના લેખ સિવાય બીજા ત્રણ લેખો પ્રાપ્ત થયા છે:

૧ એક લેખ પ્રભાસપાટણને નાને દરવાજે આવેલો છે. તે લેખ વિ. સ. ૧૪૪૨ (ઇ. સ. ૧૩૮૭) નો છે. તે લેખમાં કહેવામાં આવ્યું છે કે—"રાઠોડ વંશનો ભરમ નામનો રાજા થયો.*

૨ બીજો લેખ ધામળેજ ગામનો છે. તે લેખ વિ. સં. ૧૪૪૭ (ઇ. સ. ૧૩૯૧ )નો છે. તેમાં કહેવામાં આવ્યું છે કે—"ગુજરાતના રાજાના મંત્રી તેજાના પુત્ર રાણનો પુત્ર કરણસિંહ હતો. તે કરણસિંહ પ્રભાસપાટણના રાજા ભરમનો મંત્રી હતો. તેણે મેઘપુર ગામ દાનમાં આપ્યું."†

ધામળેજની વાવના લેખમાં આ કરણસિંહને કર્મસિંહ અને ભરમને ભર્મ કહેલ છે. ભર્મની જાતિ વાળા રજપૂતની હતી, એમ પણ કહ્યું છે.

૩ ત્રીજો લેખ કોડિનાર પાસે આવેલ ભૂઉડ નામના તળાવનો છે. તે લેખ વિ. સં. ૧૪૫૭(ઇ. સ. ૧૪૦૧)નો છે. તેમાં કહેવામાં આવ્યું છે કે—"રાજા ભરમની પુત્રી નાગુએ ભુઉડ નામે તળાવ બંધાવ્યું."‡

આ ત્રણે લેખો તેમજ પ્રથમના ધામળેજની વાવના લેખ ઉપરથી જણાય છે કે—વિ. સં. ૧૪૩૭(ઇ. સ. ૧૩૮૧)થી તે વિ. સં. ૧૪૫૭ (ઇ. સ. ૧૪૦૧ ) સુધી કોડિનારના આસપાસના પ્રદેશ ઉપર ભરમ (ભર્મ) નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાઠોડ રજપુતની વાળા નામની શાખાનો હતો.

પરંતુ પ્રભાસપાટણના નાના દરવાજાના લેખમાં તેને પ્રભાસપાટણનો રાજા કહેલ છે. આ સ્થળે એ તો નોંધી રાખવાની જરૂર છે કે ભાવનગર પ્રાચીન લેખશોધસંગ્રહ નાં પરિશિષ્ટોમાં લેખોની નકલો આપી નથી, પરંતુ માત્ર મતલબ આપી છે. તેથી લેખમાં હકીકત શી રીતે લખાઇ છે, તે જાણવાનું સાધન નથી. તો પણ તે લેખો ઉપરથી અને મીઠા કવિના કાવ્ય ઉપરથી જણાય છે કે—ઇ. સ. ના ચૌદમા સૈકાના ઉત્તરાર્ધમાં તેમજ પંદરમા સૈકાના પૂર્વાર્ધમાં પ્રભાસપાટણની આસપાસના પ્રદેશ ઉપર વાળા રજપુતો રાજ્ય કરતા હતા. તેજ અરસામાં વાળા રજપુતોએ ગોહિલવાડના તલાજા, ઝાંઝમેર, તથા જેસરમાં, કાઠિયાવાડ પ્રાંતના અમરેલીમાં તેમજ સોરઠમાં ગીર, ઊના વગેરે પ્રદેશોમાં જૂદાં જૂદાં રાજ્યો જમાવ્યાં હતાં, આમ કાઠિયાવાડ ગેઝીટીયર ઉપરથી પ્રતીત થાય છે.

તેમ છતાં ભાવનગર પ્રાચીન લેખશોધ સંગ્રહના સંપાદકે ઇ. સ. ના ૧૪ મા સૈકાના ઉત્તરાર્ધમાં વાળાઓનું અર્થાત્ વાળા ભરમનું પ્રભાસપાટણમાં રાજ્ય હતું, એમ લખ્યું છે, તે વાસ્તવિક જણાતું નથી.

ઇ. સ. ૧૨૯૭ માં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીનના સરદાર અલફખાંએ ગુજરાતના રાજા કરણઘેલાને હરાવીને ગુજરાત જિતી લીધું. ત્યાર પછી તેણે તુરત પ્રભાસપાટણનું સોમનાથનું દેવળ લુંટી લીધું

* ભાગવનગર પ્રાચીન શોધસંગ્રહ, પરિશિષ્ટ લેખાંક ૯૯, પૃ. ૨૮. † તેજ લેખાંક ૧૩૬, પૃ. ૩૭.

‡ તેજ લેખાંક ૧૩૫, પૃ ૩૬.

હતું, એમ કહાન્ડદેવ પ્રબંધમાં કહેવામાં આવ્યું છે. ભાવનગર પ્રાચીન લેખશોધ સંગ્રહના પરિશિષ્ટમાં સં. ૧૩૫૫(ઇ. સ. ૧૨૯૯)ના પ્રભાસપાટણના એક લેખની હકીકત આપી છે. તે લેખ ઉક્ત ગામના મલંગ નામના ચોરા પછવાડે ઉભા કરેલ પાળીયા ઉપરનો છે. તેમાં કહેવામાં આવ્યું છે કે; "સોની વાજા માલાસુત વાજા પદમલ તથા ભાઇ દેપા સોમનાથનું દેરૂં ભાગ્યામાં યુદ્ધમાં મરાણા."* આ લેખની પણ નકલ આપવામાં આવી નથી, માત્ર ટુંકી મતલબ આપી છે. માલાને સોની વાજો કહેવામાં આવેલ છે, તેના પુત્રને માત્ર વાજો કહેલ છે. માલો, પદમલ અને દેપો—એ વ્યક્તિઓનાં વિશેષ નામો છે. વાજો જાતિદર્શક વિશેષણ છે. વાજા—એ રાઠોડ રજપુતની શાખા છતાં આરંભમાં સોની શબ્દ મૂકવામાં આવ્યો છે, તે કદાચ ભૂલથી થયેલ હશે. અર્થાત્ સં. ૧૩૫૫(ઇ. સ. ૧૨૯૯)માં અલફખાને સોમનાથનું દેરૂં ભાગ્યું અને લુંટયું, એમ ઉપરના લેખથી અને કહાન્ડદેવ પ્રબંધ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. તે પ્રસંગે પ્રભાસપાટણ વાજા રજપુતોના તાબામાં હતું, એમ પણ સ્પષ્ટ થાય છે. ત્યારપછી તુરત અલફખાન અથવા તેની પછી આવનાર ગુજરાતના સુબા ઝફરખાને તે ગામ જિતી લઇ ખાલસે કર્યું, એમ પણ ત્યાર પછીના ફારસી લેખો ઉપરથી સિદ્ધ થાય છે. માંગરોલના કિલ્લાના હિજરી સન ૭૦૦(ઇ. સ. ૧૩૦૧, વિ. સં. ૧૩૫૭)ના ફારસી લેખોમાં કહેવામાં આવ્યું છે કે—'તે સમયે ગુજરાતનો સુબો ઝફરખાન, સોરઠનો નાયબ સુબો મલીક બેદર અને માંગરોલનો નાયબ સુબો મલીક શેખ હતો. તે મલીક શેખે માંગરોલનો કિલ્લો બંધાવ્યો."* અર્થાત્ સં. ૧૩૫૭(ઇ. સ. ૧૩૦૧)માં સોરઠ પ્રાંત અને માંગરોલ ગુજરાતના સુબાના તાબામાં હતાં. તે સિવાય હિજરી સન ૭૦૮ (ઇ. સ. ૧૩૦૮–૯, વિ. સં. ૧૩૬૪–૬૫)ના ઉનાના ફારસી લેખમાં કહ્યુ છે કે—"દિલ્હીની ગાદીએ તે સમયે ફીરોજશાહ બાદશાહ હતો. તે સમયમાં ઝફરખાને ઉનામાં એક માત્રાનું મકાન બંધાવ્યું." † હિ. સ. ૭૨૦ (ઇ. સ. ૧૩૨૦, વિ. સં. ૧૩૭૬)ના પ્રભાસપાટણના પાનવાડીના લેખમાં કહેવામાં આવ્યું છે કે—'દિલ્હીના બાદશાહ મહમદ તઘલખના સમયમાં હમીદ અહમદે મસ્જીદ બંધાવી.' ‡ તે સિવાયના બીજા ફારસી લેખો ઉપરથી પણ સ્પષ્ટ પ્રતીત થાય છે કે—વિ. સં. ૧૩૫૫ (ઇ. સ. ૧૨૯૯) માં અલફખાને સોમનાથનું દેરૂં લુંટયું. ત્યારપછી, પ્રભાસપાટણ, માંગરોલ અને સોરઠ પ્રાંતમાં મુસલમાની સત્તા સ્થાપિત થઇ હતી.

મુસલમાનોએ પ્રભાસપાટણમાંથી વાજાઓને હાંકી કાઢયા, પણ લાંબા સમય સુધી તેની આસપાસનો નાઘેરનો પ્રદેશ તો વાજાઓના તાબામાં હતો. વિ. સં. ૧૩૪૬(ઇ. સ. ૧૨૯૦)ના જુનાગઢ પાસે આવેલા વંથલીના એક લેખમાં ત્યાંનો રાજા વિજયાનંદ દેવ હતો; એમ કહ્યુ છે.§ વિ. સં. ૧૩૫૭ (ઇ. સ. ૧૩૦૧) ના તેજ ગામના સૂર્યમંદિરના લેખમાં તે

* ભાવનગર પ્રાચીન લેખ શોધસંગ્રહ, લેખાંક ૯૬, પૃ. ૨૬.

* Bhavnagar Persian Inscriptions, 3. pp. 2–3.

† તેજ પૃષ્ઠ. ૩–૪.

‡ તેજ પૃ. ૪–૫

§ નાગર ત્રિમાસિક પુ. ૫ અંક ૧ પૃ. ૭–૮.

ગામના રાજા વિજળદેવ બૂટાએ તે મંદિરમાં સૂર્યની સ્થાપના કરી હતી, એમ લખ્યું છે. આ ઉપરથી વિજયાનંદદેવ અને વિજલદેવ એકજ વ્યક્તિનું નામ હોવાનું ઠરે છે. તે વિજલદેવ પાટણનો વાળા રાજા હશે, એમ કાઠિયાવાડ ગેઝીયેટરના સંપાદકે અનુમાન કર્યું છે.* ત્યાર પછી ધામળેજ અને બહુલા (બુરગલા) ના લેખોથી જણાય છે કે, તેજ પ્રદેશ ઉપર વાળા રાજા ભમ રાજ્ય કરતો હતો, અને તેના મંત્રીઓ માધવ અને ધાંધ, નાગર જ્ઞાતિના હતા. મીઠા કવિના કહેવા પ્રમાણે નૃસિંહ મહેતાના સમયમાં તેજ નાઘેરના પ્રદેશમાં આવેલ વડનગરમાં હરસુર રાજ્ય કરતો હતો અને કુંવરબાઇનો શ્વસુર શ્રીરંગ મહેતો તેનો કાર્યભારી હતો. આ ઉપરથી સ્પષ્ટ અનુમાન થાય છે. કે ઈ. સ. ના ચૌદ અને પંદરમા સૈકાઓમાં નાઘેરનો પ્રદેશ વાળાઓના કબજામાં હતો, આનંદનગર અથવા વડનગર તેની રાજધાની હતી.

### ૧૧ સ્વ. ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવનું મંતવ્ય

ઈ. સ. ૧૮૮૯ ના સપ્ટેંબર માસમાં યુરોપના સ્ટોકહોમ અને ક્રિસ્ચાઇન્યામાં આઠમી આન્તરરાષ્ટ્રીયપ્રાચ્યપરિષદ્ (International Oriental Congress) ભરાઈ હતી. તે પ્રસંગે આખા હિંદુસ્થાનમાંથી મુંબઈ ઈલાકા તરફથી ડૉ. જીવણજી જમશેદજી મોદી અને ગાયકવાડ સરકાર તરફથી ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે સ્ટોકહોમના અધિવેશનમાં જયપુરના પંડિતસમ્રાટ જગન્નાથ શાસ્ત્રીએ રચેલ રેખાગણિત ઉપર નિબંધ વાંચ્યો હતો. ક્રિસ્ચાઇન્યામાં પશ્ચિમ હિંદુસ્થાનની વર્તમાન દેશીય ભાષાઓ (Neo Vernaculars of Western India.) તથા વડોદરાના રાજ્યમાંથી મળી આવેલ પ્રાચીન વસ્તુઓ તથા લેખો વગેરે ( The Antiquities and Archeological Finds of Baroda Territory and the light shed by them on Gujarat History) એ નામના બે નિબંધો વાંચ્યા હતા. તે ત્રણે નિબંધો, પરિશિષ્ટો તથા પરિષદના વૃત્તાંત સહિત એક પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ થયા છે.

પાછળના બંને નિબંધોમાં તેઓએ ભક્ત કવિરાજ નૃસિંહ મહેતાના પુત્ર શામળદાસના શ્વસુર મદન મહેતાના વડનગર વિષે અને કોડીનારના કોટેશ્વર મહાદેવમાંથી મળી આવેલ નાગર પંડિત નાનાક સંબંધી બે પ્રશસ્તિલેખો વિષે સવિસ્તર વિવેચન કર્યું છે. તેમ કરતાં તેઓએ ગાયકવાડ ગિર કેસની અપીલમાં રજુ થયેલ નકશો, તથા કેપ્ટન સ્લાઇટ અને કેપ્ટન પોલને બનાવેલા નકશાઓ ઉપર મુખ્ય આધાર રાખ્યો છે.

તે સર્વ પ્રમાણોનો ઊહાપોહ કરીને છેવટે તેઓએ નીચે પ્રમાણે અનુમાનો નીપજાવ્યાં છે.

૧ શામળદાસના શ્વસુર મદન મહેતાનું વડનગર, તે ગુજરાતનું વડનગર ન હતું, પરંતુ કાઠિયાવાડની દક્ષિણે કોડીનાર ગામ પાસે હાલમાં જે વડનગર છે, તે હતું. તેજ પ્રમાણે તેજ વડનગર પાસે તેના ઉપનગર તરીકે વિસ્નગર અથવા રામી નદી, ઉપર વિસલનગર પણ હતું. ગુજરાતમાં વિસલનગર પાસે વાલમ ગામ આવ્યું છે, તેજ પ્રમાણે તેજ રામી નદી ઉપર વાલમ નામનું ગામ દીવની પશ્ચિમે આવ્યું છે, જેનું વર્તમાન નામ વેલણ બંદર છે. (પૃ. ૮૯–૯૦)

૨ વિસલનગર હાલમાં નાશ પામેલ છે; પરંતુ વર્તમાન વડનગરના વાયવ્ય કોણે

---

* કાઠિયાવાડ સર્વસંગ્રહ પૃ. ૬૦૦

બે ત્રણ માઇલ દૂર સૂરમતી અથવા મૈના વતી નદીને કિનારે આનંદપુર નામનું ગામ આવ્યું હતું. હાલમાં તે આનંદપુર પણ નષ્ટ થઇ ગયેલ છે. તે મૈનાવતી નદી કોડિનાર પાસે સમુદ્રતીરે આવેલ મૂલ દ્વારકાના મઠ પાસે અરબ્બી સમુદ્રને મળે છે. (પૃ. ૯૦–૧૧૭)

૩ ગુજરાતમાંથી નાગરો જૂનાગઢમાં વિ. સં. ૪૦૪ (ઇ. સ. ૩૪૮) અથવા વલભી સંવત્ ૪૦૪ (ઇ. સ. ૪૮૨) માં જૂનાગઢમાં આવીને વસ્યા હશે. વલભીપુર રાજાઓનાં દાનપત્રોમાં आनंदपुरविनिर्गत: એવાં પદો જોવામાં આવે છે, તે ઉક્ત અનુમાનને પુષ્ટિ આપે છે. (પૃ. ૮૯).

૪ નાનાકની પ્રશસ્તિઓ ઉપરથી જણાય છે કે પ્રભાસપાટણમાં નાનાકે ગુજરાતના રાજા વિસલદેવના આશ્રયથી એક સરસ્વતી મંદિર બંધાવ્યું હતું. નાનાકને તેણે બ્રહ્મ પુરીમાં એક ઘર આપ્યું હતું. તે બ્રહ્મપુરી વિસલનગર, વડનગર અથવા આનંદપુરમાં હોવી જોઇએ. (પૃ. ૧૧૫–૧૧૮)

૫. ગુજરાતના રાજા બીજા ભીમદેવ પછી પ્રભાસપાટણ અને તેની આસપાસ નો પ્રદેશ ગુજરાતના રાજાઓના તાબામાં થી કોઇએ જિતી લીધો હશે; વિસલદેવે તે ફરી જિતી લીધો; અને આનંદનગરનું નામ વડનગર પાડયું. તેમજ તેની નજીક વિસલ નગર ગામ નવું વસાવ્યું, તે સાથે ત્યાંના નાગ રોને રાજ્યાશ્રય આપ્યો. (પૃ. ૧૧૬૧–૧૭.)

૬. નાનાકની પ્રશસ્તિના બીજા લેખને છેડે વડનગર ગામ લખ્યું છે, તેમજ નાના કને વિસલનગરીય કહેલ છે, તે હકીકત ઉપરનાં અનુમાનોને પુષ્ટિકારક થઈ પડે છે. (પૃ. ૧૧૪) બંને પ્રશસ્તિઓમાં નગર અને આનંદપુરનાં નામો આવે છે, તે કદાચ આ કાઠિયાવાડના વડનગરનાં નામો હોય અથવા ગુજરાતના વડનગરનાં નામો પણ હોય. (પૃ. ૧૧૭.)

નાનાકની પ્રશસ્તિઓના લેખની શિલા હાલમાં કોડિનારના કોટેશ્વર મહાદેવના મંદિરમાં છે. ડો. ધ્રુવના કહેવા પ્રમાણે પ્રભાસપાટણના સોમનાથનું મંદિર કોડિ નારના સૈયદોએ [ઇ. સ. ના ૧૭ મા સૈકા માં] ભાંગીને લૂંટી લીધું. તે પ્રસંગે તેઓએ નાનાકના સરસ્વતીમંદિરનો પણ નાશ કર્યો હતો અને પ્રસ્તુત શિલા કોડિનારમાં લાવ્યા હતા. કોડિનારના અતીતે તે શિલા હસ્ત ગત કરીને કોટેશ્વર મહાદેવના મંદિરમાં રાખી. (પૃ. ૧૧૪–૧૧૫) ડો. ધ્રુવે તે પ્રશ સ્તીઓની નકલ પુસ્તકમાં સામેલ રાખી નથી. પરંતુ વે. મૂ. વલ્લભજી હરિદત્ત આચાર્યે તે પ્રશસ્તિઓનો ઉપયોગી ભાગ નાગરત્રિમાસિકમાં પ્રસિદ્ધ કરાવ્યો છે. તે ઉપરથી જણાય છે કે:

તે પ્રશસ્તિઓ પૈકી પહેલી પ્રશસ્તિ ૩૯ શ્લોકોની છે, અને નાનાકના પૌત્ર, કુવલાયશ્વકાવ્યના રચયિતા કૃષ્ણે તે રચી છે. બીજી પ્રશસ્તિ ધારાધ્વંસપ્રબંધના કર્તા ગણપતી વ્યાસે રચી છે. બંને પ્રશ સ્તિઓનો સાર સમાનજ છે. પહેલી પ્રશ સ્તિમાં કહેવામાં આવ્યું છે કે,

"નગર નામનું ધૂમ્રથી છવાઇ રહેલું એક શહેર છે. તેની પાસે ગુંજા નામનું ગામ છે. તે ગામ ચૌલુક્ય વંશના નૃપતિએ તે નગરના નિવાસી બૈજવાપ ગોત્રના બ્રાહ્મણોને ઇના મમાં આપ્યું હતું; તેજ નગરમાં કપિઠલ ગોત્રનો સોમેશ્વર થઇ ગયો. સોમેશ્વરનો પુત્ર આમટ, અને આમટનો પુત્ર ગોવિંદ હતો. તે ગોવિંદને બે સ્ત્રીઓ હતી. તે સ્ત્રીઓથી તેને પુરૂષોત્તમ, મલ્હણ અને નાનાક એમ ત્રણ પુત્રો થયા. નાનાકને રત્ન અને ગંગાધર, રત્નને કૃષ્ણ નામ નો પુત્ર થયો. નાનાકને નાગરોત્તંસ, ન્યાય શાસ્ત્રવેત્તા, વેદવિદ્, કવિ, પંડિત ઇત્યાદિ વિશેષણોથી અલંકૃત કરવામાં

આવેલ છે. ગણપતિ વ્યાસની પ્રશસ્તિમાં નગરને બદલે આનંદપુર નામ આપ્યું છે. તે નાનાકે સરસ્વતી સાગરના સંગમ ઉપર સરસ્વતી મંદિર બંધાવ્યું, અને ગુજરાતના રાજા વિસલદેવની તેમાં મૂર્તિ પધરાવી. વિસલદેવે તેને બગસરા ગામ દાનમાં આપ્યું હતું. અને માંગરોલની ઉપજમાંથી સાતમો ભાગ આપ્યો હતો. એટલુંજ નહિ પણ એમ પણ કહ્યું છે કે વિસલદેવે તેને વિસલ બ્રહ્મપુરીમાં બીજું ઘર આપ્યું હતું, તેમાં નાનાક રહેતો હતો."*

ડો. ધ્રુવે વડનગરની પાસે વિસલદેવે વિસલનગર વસાવ્યું હતું, એમ કહેલ છે, તે વિસલનગરનું બીજું નામ વિસલ બ્રહ્મપુરી હોય, એમ તે ઉપરથી સ્પષ્ટ અનુમાન થઇ શકે છે.

પરંતુ ડો. ધ્રુવ કહે છે તેમ વે. મૂ. આચાર્યે પ્રકટ કરેલી પ્રશસ્તિઓને છેડે "વરનગર" અથવા "વિસલનગરીય" શબ્દો લખવામાં આવ્યા નથી. તેઓએ તો કહ્યું છે કે નાનાકના પિતામહ ગોવિંદને બે સ્ત્રીઓ હતી, તેથી તે વિસલનગરો નાગર હશે. લેખમાં "વિસલનગરીય" એવો પ્રત્યક્ષ શબ્દ લખવામાં આવ્યો હોત તો તેઓને એવું અનુમાન કરવાની જરૂર પડત નહિ. વિસલબ્રહ્મપુરીમાં વિસલદેવે નાનાકને બીજું ઘર આપ્યું હતું, એમ લખવામાં આવ્યું છે; તે ઉપરથી પ્રભાસ પાટણમાં સરસ્વતીમંદિર પાસે પણ એક ઘર તેણે કરાવી આપ્યું હશે. વે. મૂ. આચાર્યના લખવા પ્રમાણે પ્રશસ્તિ રચ્યાની સાલ વિ. સંવત્ ૧૩૨૮ (ઇ. સ. ૧૨૭૨)ની છે.

કાઠિયાવાડનું આનંદપુર અથવા આનંદનગર ક્યારે વસ્યું હશે? ડો૦ ધ્રુવે તે પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. તેઓના મત પ્રમાણે ઇ. સ. ૩૪૮ અથવા ૪૮૨ માં ગુજરાતના આનંદપુર (વડનગર)ના નાગરો જૂનાગઢમાં આવીને વસ્યા હશે. અને ત્યાંથી તેઓએ પ્રસ્તુત આનંદપુર વસાવ્યું હશે. વલભીપુરના રાજાઓના દાનપત્રોમાં आनंदपुरविनिर्गतः શબ્દો જોવામાં આવે છે, તે આનંદપુર ગુજરાતનું નહિ, પણ કાઠિયાવાડનું હોવું જોઇએ, એમ તેઓએ અનુમાન કર્યું છે. (પૃ. ૮૯).

અદ્યાવધિ વલભી રાજાઓના વલભી સંવત્ ૨૨૧ (ઇ. સ. ૫૪૧) થી વલભી સંવત્ ૪૪૭ (ઇ. સ. ૭૬૭) સુધીનાં આઠ દાનપત્રો પ્રાપ્ત થયાં છે, જેમાં આનંદપુર તથા આનર્તપુર નામો જોવામાં આવે છે. તે પૈકી ચાર દાનપત્રોમાં આનંદપુરના બ્રાહ્મણોને અને બાકીનાં ચાર દાનપત્રોમાં આનર્તપુરના બ્રાહ્મણોને દાન આપ્યાની હકીકત લખી છે. એક દાનપત્ર આનંદપુરના નિવાસીને એક આનર્તપુરના નિવાસીને, ચાર દાનપત્રો આનંદપુર અથવા આનર્તપુરમાંથી નીકળીને ખેડામાં આવીને રહેનાર બ્રાહ્મણોને અને બે દાનપત્રો ત્યાંથી વલ્લભીપુરમાં આવીને રહેનાર બ્રાહ્મણોને કરી આપ્યાં છે.*

સ્કંદપુરાણાન્તર્ગત નાગરખંડમાંથી વડનગરનાં ચમત્કારપુર, આનંદપુર, સ્કંદપુર અને નગર નામો મળી આવે છે. આનર્તપુર નામ તો માત્ર વલભીદાનપત્રોમાંથીજ પ્રાપ્ત થાય છે.† અર્થાત્ તે આનંદપુર

---

* श्री विसलब्रह्मपुरी द्वितीयावासवासिना तेन नानाकनाम्नेदं तेने सारस्वतं सदः

નાગરત્રિમાસિક, પુ. ૪, અં. ૬૪, પોષ શુદી ૧૪, સં. ૧૯૬૫ પૃ. ૮૪—૮૮, પ્રશસ્તિ ૨ ૭.

* નાગરોત્પત્તિ, પૃ. ૯૬—૯૭.

† તેજ, પૃ. ૫૨.

અને આનર્તપુર ગુજરાતના વડનગરનાં નામો હોવાનું જણાય છે. પ્રસ્તુત નાનાક ની પ્રશસ્તિમાં નગર અથવા આનંદપુર પાસે જે ગુંજા ગામની હકીકત લખવામાં આવી છે, તે નામનું કોઇ પણ ગામ કાઠિયાવાડના વડનગર ( આનંદનગર )ની આસપાસના પ્રદેશમાં નથી. ડો૦ ધ્રુવે પણ તેજ કારણથી ઉક્ત નગર અથવા આનંદ-પુર ગુજરાતનું વડનગર હશે, એમ સ્વીકાર્યું છે. (પૃ. ૧૧૭).

અર્થાત્ નાનાકનો મૂલ પૂર્વજ પુરૂષ ગુજ રાતના આનંદપુરનો નિવાસી હતો, એમ તે ઉપરથી સિદ્ધ થાય છે. તેનો કયો પૂર્વજ કયારે કાઠિઆવાડના આનંદનગર અથવા વિસલનગરમાં આવીને વસ્યો હશે, તે જાણવાને કંઇ સાધન નથી. વલભી રાજાઓના લેખો ઉપરથી એટલું તો સમજાય છે કે તેઓના સમયમાં નાગરો ગુજ-રાતમાંથી આવીને વલભીપુરમાં વસ્યા હતા; તેમાંના કેટલાકને આસપાસના પ્રદેશમાં ગામો દાનમાં આપવામાં આવ્યાં હતાં.

પ્રસ્તુત આનંદનગરના લેખથી પણ સમજાય છે કે તે નગરમાં શિવાલયો બં-ધાવનારનો પ્રપિતામહ આનંદનગરનો નિવાસી હતો. લેખની સાલ વિ. સં. ૧૨૨૫ (ઇ. સ. ૧૧૬૯) ની છે. તે હિસાબે વિ. સં. ૧૨ મા સૈકાના પૂર્વાર્ધમાં અથવા ઇ. સ. ૧૧ મા સૈકાના ઉત્તરાર્ધમાં આ-નંદનગરનું અસ્તિત્વ હતું. ઉપર કહેવામાં આવ્યું છે તેમ સિદ્ધરાજ જયસિંહના દંડ-નાયક ગોહિલ સહજિગના આશ્રયથી ના-ગરોએ આનંદનગર વસાવ્યું હશે, તે અનુમાનને પણ ઉપરની હકીકતથી પુષ્ટિ મળે છે.

આનંદનગરનાં શિવાલય બંધાવના-રના પૂર્વજોને વલભી રાજાઓનો આશ્રય હતો, એમ પણ તે લેખના છઠ્ઠા શ્લોકથી સમજાય છે.

તે ઉપરથી એમ પણ અનુમાન થઈ શકે છે કે ગુજરાતના નાગરો વલ્લભીપુરમાં આવીને વસ્યા પછી કેટલાક નાગરો કાઠિ-યાવાડના જુદા જુદા ભાગોમાં વસ્યા હશે.

જુનાગઢના ચુડાસમા રાજા ક્યાસનો મંત્રી શ્રીધર નાગર જ્ઞાતિનો હતો, એમ કહેવામાં આવ્યું છે.* જુનાગઢમાં રા' આશ્વિન શુદી ૧૪, સં. ૧૯૬૪, પૃ. ૫૧. ક્યાસ નામના બે રાજાઓ થઇ ગયા છે, એક ઇ. સ. ૧૦૦૩ (વિ. સં. ૧૦૫૯)માં અને બીજો ઇ. સ. ૧૧૫૨ (વિ. સં. ૧૨૦૮) માં† કદાચ શ્રીધર ઈ. સ. ૧૦૦૩ માં થઇ ગયેલ રા' ક્યાસનો મંત્રી હોય તો જુના-ગઢમાં વહેલામાં વહેલા ઇ. સ. ૧૦ મા સૈકામાં ગુજરાતમાંથી નાગરો આવીને વસ્યા હોય, એવું અનુમાન થઇ શકે છે. તે પહેલાં ત્યાં નાગરો હોવાનું કંઇ પ્રમાણ પ્રાપ્ત થતું નથી.

## ૧૨ ઉપસંહાર

કુંવરબાઇનું સાસરું ઉના, વાલમ, માં-ગરોલ કે વડનગર તે ગામોમાંથી કયા ગા-મમાં હતું, તે ચર્ચવાનો અત્રે પ્રસંગ નથી. પરંતુ એ તો સુનિશ્ચિત છે કે સામલદાસ-નું સાસરૂ વડનગરમાં હતું. મહેતાએ પો-તેજ સામલદાસના વિવાહના કાવ્યમાં કહ્યું છે. તે પ્રસંગે તેઓએ એમ પણ કહ્યું છે કે જૂનાગઢથી વડનગર જતાં જતાં બાર તેર દિવસ લાગ્યા હતા; તેમ ત્યાંથી પાછા આવતાં પણ તેટલોજ વખત વીત્યો હતો. જો તે હકીકત યથાર્થ હોય તો તે વડન ગર ગુજરાતનુંજ હોવું જોઇએ. પરંતુ તે સાથે તેઓએ એમ પણ કહ્યું છે કે—સામ-

---

* નાગર ત્રિમાસિક પૃ. ૪ અંક ૩.

† કાઠિઆવાડ સર્વસંગ્રહ પૃ. ૩૯૫–૩૯૯.

લદાસનો શ્વસુર મદન મહેતો વડનગરનો રાજાનો અધિપતિ હતો. *સામલદાસના વિવાહ વિ. સં. ૧૫૦૩ (ઇ. સ. ૧૪૪૭) માં થયા હતા.

તે સમયે ગુજરાતમાં બીજો મહમ્મદ સુલતાન રાજ્ય કરતો હતો; ગુજરાતના વડનગરમાં કોઇ સ્વતંત્ર કે ખંડીયો હિંદુ રાજા નહતો. મીઠા કવિના કહેવા પ્રમાણે તે સમયે કાઠિયાવાડના વડનગરમાં હિંદુ રાજા હતો અને મદન મહેતો તેનો કામદાર હતો. નૃસિંહ મહેતાના ઘણાં કાવ્યો વૈષ્ણવ ભકતોએ કંઠસ્થ રાખેલાં, તે તેઓ પાસેથી પ્રાપ્ત થયાં છે. કાળે કરીને કાઠિયાવાડનું વડનગર વિસ્મૃત થઈ જવાથી પાછળથી ગાનારાઓની દૃષ્ટિમાં માત્ર ગુજરાતનુંજ વડનગર રહ્યાથી જાનને ત્યાં જતાં બાર તેર દિવસ લાગ્યા હતા, એવો પાઠાન્તર કરી નાખ્યો હોય, તે સંભવિત છે. વસ્તુત: 'બાર તેરને' બદલે 'ચાર પાંચ' પાઠ સ્વીકારીએ તો ઉપર્યુકત પરસ્પર વિરોધનો પરિહાર થઇ શકે છે. કાઠિઆવાડનું વડનગર જુનાગઢથી ૬૫ માઇલ દૂર છે. જાનને ત્યાં પહોંચતાં ચાર પાંચ દિવસ લાગ્યા હોય તો તે માની શકાય તેવું છે.

તેમ છતાં મીઠા કવિએ વડનગરનું વર્ણન કરતાં દર્શાવેલ સ્થિતિ સંયોગોનું સમાધાન કરવું તેટલું બધું સુકર નથી. હાલનું વડનગર શિંગાવડીથી થોડે દૂર છે, પણ નષ્ટ થયેલું વડનગર તો તેને કિનારેજ હતું. કદાચ મીઠાએ કહેલી પયોપરી તે સીંગાવડીનું તત્કાલીન નામ હશે. હરસુર તેનો રાજા હતો, તેમાં પણ ખાસ વિરોધ જેવું જણાતું નથી.

*'મદન મહેતો વડનગરમાં રેહે, અધિપતિ રાયનો કહાવે નામી'.

નૃસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ પૃ. ૭૮

વિસાવદરનો હરસુર કાઠી હતો, પરંતુ વડનગરનો હરસુર વાળા રજપુત હોવાનો પુરતો સંભવ છે. માત્ર જુનાગઢથી તે કેટલું દૂર હતું, તેનો પ્રશ્ન ઉકેલવો રહે છે. મીઠાએ કહ્યું છે કે કુંવરબાઇનું મોસાળું કરવા મહેતા જુનાગઢથી પ્રાત: કાળે વિદાય થઇ મધ્યાને વડનગર પહોંચ્યા; છતાં તેજ દિવસના મધ્યાને પહોંચ્યા; એમ સ્પષ્ટ લખ્યું નથી. વચમાં એકાદ બે દિવસ વિશ્રામ લઈને મધ્યાને પોહોંચ્યા હોય, તો મીઠાના કથનનો તેવો અર્થ પણ થઇ શકે છે. એ રીતે કદાચ મીઠાની દૃષ્ટિમાં વિસાવદર નહિ, પણ હાલનું વડનગર હોય તો તેમ પણ બની શકે તેમ છે. તે રીતે એનો પરિહાર પણ થઇ શકે છે.

ઉપરની સઘળી હકીકતો ઉપરથી સિદ્ધ થાય છે કે—

૧ નૃસિંહ મહેતાના પુત્ર શામળદાસનું સાસરું ગુજરાતના વડનગરમાં ન હતું, પણ કાઠિયાવાડના વડનગરમાં હતું.

૨ કોડિનાર પાસે હાલ જે વડનગર છે, તેની નજીક શિંગાવડી નદીને તીરે તે વડનગર આવ્યું હતું. શિંગાવડી નદીનું તત્કાલીન નામ મૈનાવતી અથવા સૂરમતી હતું. સ્કંદપુરાણાન્તર્ગત પ્રભાસખંડમાં તેનું નામ ન્યંકુ કહેલું છે.

૩ ગુજરાતના રાજા વિસલદેવે તે વડનગરની પાડોશમાં વિસલનગર વસાવ્યું હતું. તેજ પ્રમાણે દીવબેટની પાસે હાલ જે વેલણ નામનું બંદર છે, તેનું તત્કાલીન નામ વાલમ હતું.

૪ તે સમયે વડનગરમાં વડનગરા નાગરાની અને વિસલનગર તથા વાલમમાં વિસલનગરા નાગરોની મુખ્ય વસ્તિ હોવાનો સંભવ છે.

૫ વડનગર તથા વિસલનગર બહુ સમૃદ્ધિશાળી નગરો હોવાથી મુસલમાનોએ તે બન્નેનો નાશ કર્યો પછી વિસલનગર ફરીથી વસ્યું નહિ, પરંતુ મૂળ વડનગરથી થોડે દૂર હાલનું વડનગર વસ્યું છે. નાનાકની પ્રશસ્તિઓમાં નાનાકના આખા વંશની બહુ પ્રશંસા કરવામાં આવી છે. તેના પ્રપિતામહ સોમેશ્વરને ઉપાધ્યાય તથા ધર્મોદ્ધાર ધુરંધર, તેના પુત્ર આમટને દીક્ષિત તથા યજ્ઞકર્મકુશળ તેમજ તેના પુત્ર ગોવિંદને વેદવિદ્દ કહેલ છે.

નાનાકના એક ભાઇ મલ્હણને સાંગ ઋગ્વેદપાઠી તથા રાજસભાપ્રખ્યાત, તથા તેના પુત્ર ગંગાધરને નયોપસંગી અને ગંગાધરના પુત્ર કૃષ્ણને બાલસરસ્વતીનું ઉપપદ આપવામાં આવ્યું હતું, એમ કહેલું છે. નાનાકને વિષે વિદ્દદ્દર આનંદશંકરભાઇએ કહ્યું છે કે—

"તેજ સમય(ઇ. સ. ૧૩ મા સૈકા)ના બીજા એક ગુર્જર સંસ્કૃત કવિ नानाक पंडित હતા. વડનગર પાસેના એક ગામમાં કપિષ્ઠ ગોત્રના એક કુલમાં એ જનમ્યા હતા. ઉપર સોમેશ્વરની માતા લક્ષ્મી વિષે જે કહેવામાં આવ્યું છે તેમ એમના કુલમાં અનેક કુટુંબમાં અનેક સન્નારીઓ થઇ છે. એ 'કવિ પંડિત' જ્ઞાતિએ નાગર શ્રીમાન્ અને વેદ, રામાયણ, ભારત, નાટક, અલંકાર આદિ વિષયોમાં ઘણા નિપુણ હતા. એનું એક કાવ્ય ઉપલબ્ધ થતું નથી. પણ એમ કહેવાય છે કે વિસલદેવ રાજાની સભામાં જ્યારે અમરચંદ્રસૂરિ આવ્યા, તે વખતે ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરદેવ, વામનસ્થલીના કવિ સોમાદિત્ય, કૃષ્ણનગરના કમલાદિત્ય તથા વિસનગરના નાનાક પંડિત બેઠા હતા."

નાનાકે અમરચંદ્રસૂરિને સમસ્યા પૂછી હતી. તેની તેઓએ સંતોષકારક પૂર્તિ કરી હતી.*

તે નાનાકને વિસલદેવે પ્રભાસપાટણમાં સરસ્વતી મંદિર એટલે મહાપાઠશાળા સ્થાપવામાં સંપૂર્ણ સાહાય્ય કરી હતી. પાઠશાળાના નિર્વાહ માટે તેણે આખું બગસરા ગામ તથા માંગરોળની ઉપજનો સાતમો ભાગ અર્પણ કર્યો હતો. તે પહેલાં બીજા ભીમદેવે શ્રીધર નામના નાગરને પ્રભાસપાટણનો અધિકારી બનાવ્યો હતો. † તે ઉપરથી ઇ. સ. ના તેરમા સૈકામાં કાઠિયાવાડના તે ભાગમાં નાગરોનું કેટલું બધું પ્રાધાન્ય હતું, તે સમજી શકાય છે. પોરબંદરની ઉત્તરે આવેલ બીસાવડથી આરંભી માંગરોલ, પ્રભાસપાટણ, આનંદનગર, વિસલનગર, વાલમ, ઉના, દેલવાડા, વામનસ્થલી અને જુનાગઢમાં નાગરોની વસ્તી હતી.

મીઠા કવિના સમયમાં નાગરો તેટલાજ વિદ્યાવિલાસી અને પ્રભાવશાળી હોય તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. વર્તમાન કાળમાં પણ તે પ્રદેશમાં નાગરોની વસ્તિ ઓછી નથી, એટલુંજ નહિ પણ કેળવણીમાં, રાજદ્દારમાં તેમજ સુસંસ્કારિતામાં આગળ પડતા છે, એમ કહી શકાય. તેથી મીઠા કવિએ કરેલું વર્ણન કાલ્પનિક છે અથવા પાછળથી કોઇ અર્વાચીન કવિએ તેના નામથી કવિતાઓ રચી કલ્પના જાળ ગુંથી છે, એમ માનવાને કંઇ કારણ જણાતું નથી.

---

* બુદ્ધિપ્રકાશ, પુ. ૮ અં. ૧૦ સં ૧૯૬૫ નો આશ્વિનનો અંક પૃ. ૪૫૨.

† નાગરોત્પત્તિ, પૃ. ૧૦૦.

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | કોલમ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૨૫ | चौलुक्योदय कृद्बमूव | चौलुक्योदयकृद्भूव |
| ૪ | ૧ | ૧૭ | कीकाकेनोत्कीणां | कीकाकेनोत्कीर्णा |
| ૭ | ૨ | ૨૮ | બંધાવ્યું, સંબંધીનો | બંધાવ્યું, તે સંબંધીનો. |
| ૧૨ | ૧ | ૩૨ | તરફથી ડૉ૦ હરિલાલ. | તરફથી ડૉ૦ હરિલાલ હર્ષદરાય ધ્રુવ—એ માત્ર બે વિદ્વાનો ભાગ લેવા ગયા હતા. |
| ૧૩ | ૨ | ૨૯ | કપિઠલ | કપિષ્ઠ. |
| ૧૫ | ૨ | ૧૧ | અશ્વિન સુદિ ૧૪, સં. ૧૯૬૪ પૃ. ૫૧ | આ લીટી નીચે ફુટનોટમાં "*નાગર ત્રિમાસિક પૃ. ૪. અંક ૩" એ શબ્દો પછી ઉમેરીને વાંચવી. મૂળ કોલમમાં છપાઇ છે ત્યાંથી કાઢી નાખવી. |
| ૧૬ | ૧ | ૩૧ | પયોપરી. | પયોપત્રી. |

પ્રકાશકઃ—માનશંકર પીતાંબરદાસ મહેતા,
નીલકંઠ મહાદેવની શેરી, ભાવનગર

મુદ્રકઃ—નટવરલાલ ઇચ્છારામ દેસાઈ,
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઇ નં. ૧

ગુજરાતની પ્રજાને લોક સાહિત્યથી રંજન કરનાર

રા. જ્યોતિર્મલ્લ જગજીવન નરભેરામ બધેકાનો સંગ્રહ

# નરસિંહ મહેતો

અને

# મીઠો કવિ

("ગુજરાતી" ના સં. ૧૯૮૮ ના દીવાળીના અંકમાં છાપેલા લેખની આવૃત્તિ)

જેના માટે ગુજરાતના વિદ્વાનોએ સારા અભિપ્રાયો આપેલા છે.

માત્ર થોડીકજ નકલ છપાવી છે.

કીં. રૂ. ૦-૪-૦; ટપાલ ખર્ચ ૧ આનો જુદો.

(વી. પી. થી મંગાવવું નહિ. પાંચ આનાની ટીકીટ મોકલો)

---

☞ ગ્રાહક તરીકે હાલમાં માત્ર નામ નોંધાવો.

મીઠા કવિના રચેલા નરસિંહ મહેતાના વિવિધ પ્રસંગોના કાવ્યોની જે સીરીઝ કાઢવામાં આવનાર છે તેના ગ્રાહક તરીકે નામ નોંધાવો. અગાઉથી થનાર ગ્રાહકોને કીફાયત ભાવે પુસ્તક મળશે.

મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઇ નં. ૧.